ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ

॥ શ્રી ગણેશાયનમઃ ॥

# બલિરાજા.

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત.

મંગળાચરણ, ઇશ્વરસ્તવન; વસ્તુ સૂચન.

### અંક ૧ લો.

પ્રવેશ ૧ લો—ક્ષીરસાગર દેવમંડળ તથા દાનવમંડળ મળી સમુદ્ર મંથન કરતાં નિકળેલાં લક્ષ્મી, અપ્સરા વગેરે ચૌદ રત્નોની વહેંચણી માટે દાનવપતિ બલિ તથા ઇંદ્ર વચ્ચે તકરાર, વિષ્ણુ તથા શંકરભગવાને આવી બંને પક્ષનું સમાધાન કરવું, યોગ્ય વહેંચણી કરી લક્ષ્મી, વિષ્ણુ તથા શંકરનું પોતાના સ્થાને જવું. અમૃત માટે ફરીથી દેવ દાનવોમાં તકરાર, વિષ્ણુનું મોહિની સ્વરૂપે પ્રગટ થવું; મોહિનીના મોહમાં મુગ્ધ બનેલા દાનવોને છેતરી દેવોને અમૃતનું પાન કરાવવું. રાહુએ દેવોનું કપટયંત્ર પારખી છળ માયાથી દેવ બની અમૃતનું પાન કરવું. દેવ-

તાઓનો ગભરાટ; વિષ્ણુ ભગવાને આવી રાહુનો શિરચ્છેદ કરવો, દેવતાઓમાં આનંદ રેમલો !

પ્રવેશ ૨ જો—તડાકીમા જોશી ત્રંબકલાલની પોતાની નવી બી લાડવહુની સ્વતંત્રતા વિષે રકઝક, ત્રંબકલાલનું કંટાળીને જવું.

પ્રવેશ ૩ જો—વસંત બગીચો. બલિરાજાની કન્યા રત્નમાળાનું સખીઓ સહ બગીચામાં વિનોદહાસ્ય ઇંદ્રકુમાર જયંતનું વિમાનમાં બેશી આવવું; રત્નમાળા તથા જયંતનો પ્રણય વિનોદ, અચાનક બલિરાજાનું આગમન, રત્નમાળા તથા જયંત વચ્ચે પ્રેમ બંધાયલો જોઇ ગુસ્સે થઇ બંનેને કારાગ્રહમાં કેદ કરવાનું પોતાના સરદારોને કહી બલિરાજાનું જવું; રત્નમાળાનું હરણ કરી જયંતનું વિમાનદ્વારા સ્વર્ગમાં ચાલ્યા જવું; દાનવ સરદારોનું દિગમૂઢ થવું, રેગ્યલો !

પ્રવેશ ૪ થો—થો રત્નમાળાનું હરણ થવાથી વિંધ્યાવલીનો શોક તથા બલિરાજાનો ક્રોધ, ગુરૂ શુક્રાચાર્યની આજ્ઞાથી સાત પાતાળના સૈન્યને ભેળું કરી જયંતને શિક્ષા કરવા તથા ઇંદ્રાસન મેળવવા અમરાવતી તરફ બલિરાજાનું પ્રયાણ.

પ્રવેશ ૫ મો—ઇંદ્રમહાલય. ઇન્દ્ર તથા ગુરૂ બૃહસ્પતિ વચ્ચે આનંદ વાતચીત, નારદ મુનિએ આવી બલિરાજાએ અમરાવતી ઉપર સ્વારી કરવાના સમાચાર આપવા.

ઈંદ્ર—પુરંદરપતિનો ગભરાટ ! નારદની સલાહથી ઈંદ્રનું વૃદ્ધ બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરી, યાત્રા-નિમિત્તે ચાર માસ સુધી બલિરાજાની પુત્રાની માગવાનો કપટ યંત્ર રચી, બલિના દરબારમાં જવું.

પ્રવેશ ૬ ઠ્ઠો—સ્વર્ગ, જયંતનું અંતઃપુર જયંત—રત્નમાળાનો પ્રણયશૃંગાર, ઈંદ્ર કુમારી જયંતીનો વિનોદ.

પ્રવેશ ૭ મો—રાજ્યમાર્ગ, તડાકીયા ત્રંબકલાલનો લ્હેર કરવા નિકળેલી લાડવાઇ સાથે આનંદ વિનોદ. લાડવાઇનું ઘેર જવું. તડાકીયા-ફડાકીયાનો મીલાપ ફડાકીયા વૈદની લંગડી છોકરીના તથા તડાકીયા શેઠીના કાણા છોકરાના લગ્ન કરવા સંબંધી બંને વચ્ચે વાતચીત વર-કન્યાની ખોડ છુપાવવાની ઠગાઇ કરી બંનેનું મનમાં આનંદ પામવું; ન્યાતગોરે આવી બંનેની લુચ્ચાઇ દાબવા લાંચ લઇ લગ્ન સંબંધ બાંધી આપવો; બંને વેવાઇ તથા ગોરનો આનંદ.

પ્રવેશ ૮ મો—બલિ દરબાર. બલિ દરબારમાં કપટથી વૃદ્ધ બ્રાહ્મણ બની યાચના માટે ઈંદ્રનું આગમન, ઈંદ્રને દાન આપવાનું વચન આપતા જતાં નારદ તથા શુક્રાચાર્યે આવી બલિને તેમ કરતાં અટકાવવો; ભેદ પ્રપંચનો પ્રકાશ, ઈંદ્રના અભિમાનથી બલિનો ક્રોધ; ઇંદ્રને કારાગૃહમાં કેદ કરવો; નારદ મુનિનો આનંદ.

ટેબ્લો !

## અંક ૨ જો.

પ્રવેશ ૧ લો—અમરાવતી પાસેનું ઉપવન. ત્રિલોકાટન કરતા મુનિવર નારદ તથા દેવગુરૂ બ્રહસ્પતિ વચ્ચે વાતચીત નારદે બલિ ઇંદ્રાસન લેવા અમરાવતી તરફ જાય છે એવા સમાચાર આપવાથી દેવગુરૂનું ઇંદ્રાણી પાસે જવું.

પ્રવેશ ૨ જો—ઇંદ્રાસન. બલિદ્વારે ઇન્દ્ર કેદ થવાથી તથા બલિ ઇંદ્રાસન લેવા આવે છે તેવા ખબર મળવાથી શચી ઇંદ્રાણીનું ગભરાવુ તથા દેવમંડળનું દીલગીર થવું. વિજય પામેલા ગર્વિષ્ટ બલિનું દાનવ મંડળ સહિત ઇંદ્રાસન પાસે આવવું. બ્રહસ્પતિ તથા શચી બળાત્કારથી ઇંદ્રાસન ઉપર બેસવા જતા બલિનો તિરસ્કાર કરી અટકાવવો. ઉદ્ધતાઇથી શચી તથા દેવ મંડળનું અપમાન કરી ઇંદ્રાસન ઉપર બેસવા જતાં ઇંદ્રાસનમાં ચમત્કાર ! ભયભીત બલિની દેવોએ મશ્કરી કરવી. ટેબ્લો.

પ્રવેશ ૩ જો—ઇંદ્રભુવન. શુદ્ધ પ્રેમી દંપતી રત્નમાળા તથા જયંતની આનંદ વાતચીત, ઇંદ્ર મહાશયો જોઇ આશ્ચર્ય પામતા રત્નમાળાને શોધતા બલિનું આગમન, રત્નમાળા—જયંતનું બલિને જોઇસ્તબ્ધ થવું; બંદીવાન ઇંદ્રને કેદ મુક્ત કરવા તથા જમાઇની મેહમાની કરવાની કપટ લાલચ આપી બન્નેને પોતાની સાથે શોણિતપુર લઇ જવા.

વિષ્ણુ પરમાત્માએ અવતાર લઇ દુષ્ટોનો સંહાર કરવાનું સર્વેને વચન આપી સાન્ત્વન આપવું; વામન અવતાર દર્શન—ટેબ્લો !

પ્રવેશ ૮ મો—રાજ્યમાર્ગ. ત્ર્યંબકલાલ જોશી તથા લાકડાવાઇએ કન્યાને જોવા વેવાઇને ઘેર જવા નિકળવું, વરને જોવા નિકળેલા ફરશુરામ વેદ તથા સૂરજનો રસ્તામાંજ મીલાપ એક બીજા પોતાની ઠગાઇ મનમાંજ સમજી એક બીજાને ઘર બતાવતા નથી. બાદ ન્યાત ગોરે આવી લગ્ન તરતજ કરી નાખવા બંનેને સમજાવવા લગ્ન દિવસ મુકરર થવાથી બને વેવાઈ વેવાણો વચ્ચે આનંદ ગીત.

પ્રવેશ ૯ મો—કારાગૃહ. બંદીવાન જયંતની કંગાળ દશા જયંતની દુર્બલ દશાથી બલિનું ફુલાવું જયંતે નિડરતાથી બલિનો તિરસ્કાર કરવા બલિનો ક્રોધ. જયંતને મારવા જતાં રત્નમાળાએ વચ્ચે પડી તેને ઉગારવા તથા બંધનમુકત કરવા આર્જવતા કરવી, બલિ વધારે ઉશ્કેરાઇ જઇ બંનેને મારવા જતાં, ઈંદ્રને બંધન મુકત કરી કાર્તિકેય સ્વામી લઇ જાય છે એવા સમાચાર મળવા, બલિનો ઉગ્રક્રોધ કાર્તિકેય સ્વામીનું ઈંદ્રાદિક દેવો સહિત ત્યાં આવી પહોંચવું દેવ-દાનવો વચ્ચે યુદ્ધ, રત્નમાળા-જયંત અને ઈંદ્રાદિક દેવોનું સ્વર્ગમાં ચાલ્યા જવું અને બલિનું હારી જવું. ટેબ્લો !

## અંક ૩ જો.

**પ્રવેશ ૧ લો**—ઇંદ્રાસન.ઇંદ્રને પુનઃ ઇન્દ્રાસન ઉપર બેઠેલા જોઇ દેવ મંડળમાં આનંદ. પરંતુ બલિ સોમો યજ્ઞ પૂર્ણ કરી ઇંદ્રાસન લેવા પુનઃ આવશે તેથી ઇંદ્રનું ગભરાવું, નારદ મુનિએ આવી દેવોના દુઃખો દૂર કરવા વામન પ્રકટ્યના સમાચાર આપવા, સર્વેના આનંદનો અતિરેક!

**પ્રવેશ ૨ જો**—ત્ર્યંબકલાલનું ઘર પુત્ર ચંદ્રશંકરનો લગ્ન દિવસ હોવાથી તડાકીયાની દોડાદોડી, જાન લઇ માંડવે જવું.

**પ્રવેશ ૩ જો**—કશ્યપ મુનિનો આશ્રમ. વામનની બાલલીલા નિરખી કશ્યપ-અદિતિનું આનંદિત થવું, કશ્યપમુનિની બલિના સોમા યજ્ઞમાં જવાની તૈયારી, સાથે વામનની જવાની હઠ માતપિતાની સેવામાં તત્પર રહેનાર વામનનું પિતા સાથે બલિ યજ્ઞમાં જવું.

**પ્રવેશ ૪ થો**—પરશુરામનું ઘર. લગ્ન મંડપ પોકળનો પ્રકાશ અને મારફાડ.

**પ્રવેશ ૫ મો**—જયંત મંદિર રત્નમાળા-જયંતનો સર્વ પ્રકારે સુખી આનંદ વિનોદ.

**પ્રવેશ ૬ ઠો**—યજ્ઞમંડપ. બલિના યજ્ઞની સમાપ્તિ, દાનવિધિ, નારદ, શુક્રાચાર્ય અને કશ્યપ વગેરેએ બલિના દાનવીર પણાની પ્રશંસા કરવી, બલિનું અભિમાન; જે કોઇ યાચક બાકી હોય તેમને શોધી લાવવા

અનુચરોને મોકલવા વામને પ્રવેશ કરવો, અલૌકિક દિવ્ય મૂર્તિ જોઈ સર્વેએ આશ્ચર્ય પામવું ! વામનની માત્ર ત્રણ ડગલાં પૃથ્વીની યાચના. સર્વેનું હાસ્ય ! ! દાનવ ગુરૂ શુક્રાચાર્યનું સંકાશીલ બનવું, યોગ બળથી વિષ્ણુને જાણી લઈ વામનને દાન આપવાથી સાફ મના કરવી; નારદમુનિની ઉશ્કેરણીથી બલિની દાન આપવાની હઠ, શુક્રાચાર્યનું ગુસ્સે થઈ શાપ આપી ચાલ્યા જવું; ઝારીનું દાનવિધિ અટકાવવા સૂક્ષ્મ રૂપે ઝારીના છિદ્રમાં પ્રવેશ કરવો, વામને દર્ભની સળીથી શુક્રાચાર્યની ચક્ષુ ફોડવી, નારદે મશ્કરી કરવી, વામનને દાન આપવા બલિએ જળ લઈ સંકલ્પ કરવો વામને વૈરાટ સ્વરૂપ થઈ બે પગલાથી ચૌદ લોકને માપી લેવા વૈરાટ સ્વરૂપે ત્રીજા પગલાની માગણી કરવી, મહા દાનેશ્વરી બલિએ નિડરતાથી, પોતાનું શરીર પણ ભૂમી છે તો ત્રીજુ ચરણું પોતાના શિર ઉપર મુકવાનું કહેવું. વૈરાટ સ્વરૂપે ત્રીજું ચરણું મસ્તક ઉપર મુકિ બલિને પાતાળમાં ચાંપવો. પાતાળ દર્શન, વિષ્ણુ ભગવાને પાતાળની ગાદી ઉપર બલિનો રાજ્યાભિષેક કરવો, ઈન્દ્રપદ તથા ચાતુર્માસ દ્વારપાળ થઈ તેની પાસે રહેવાનું વર પ્રદાન, નાટ્ય પ્રયોગની પૂર્ણાહુતિ અને અંતિમ આનંદ !

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

# મુખ્ય પાત્રો

**બલિ**—દાનવપતિ વિરોચનનો કુમાર.

**ઇન્દ્ર**—દેવતાઓનો સ્વામી

**બૃહસ્પતિ**—દેવતાઓનો ગુરૂ

**શુક્રાચાર્ય**—દાનવોનો ગુરૂ.

**શુંભ**, **નિશુંભ**—બલિરાજાના મહારથી સરદાર

**જયંત કુમાર**—ઇંદ્રનો, પુત્ર રત્નમાળાનો પતિ.

**કાર્તિકેય સ્વામી**—ભગવાન શંકરના પુત્ર, દેવતાઓના સેના નાયક.

**કશ્યપમુનિ**—ભગવાન મરીચિના પુત્ર, દેવ તથા દાનવોના પિતા

**વામન દેવ**—વિષ્ણુનો અવતાર: કશ્યપ તથા અદિતિના પુત્ર.

**અંબાલાલ**—એક તડકીઓ જોશી.

**પરશુરામ**—એક ઢડાકીયો વૈદ્ય.

**વિઠ્ઠલાશંકર**—ન્યાત ગોર,

# સ્ત્રી પાત્રો



રત્નમાળા—બલિરાજાની પુત્રી

લક્ષ્મી—સમુદ્રમાંથી ઉત્પન્ન થએલી દેવી.

મોહિની—દાનવોને છળવા વિષ્ણુએ લીધેલું સ્ત્રી સ્વરૂપ.

શચી—ઇંદ્રની પત્ની

જયંતી—ઇંદ્રની પુત્રી.

અદિતિ—વામનની માતા; કશ્યપની પત્ની.

માનલીલા<br>વસંત } —રત્નમાળાની સખીઓ.

વિંધ્યાવલી—રત્નમાળાની માતા, બલિની પત્ની.

લાડબાઈ—તડાકીયા જોશીની સ્ત્રી.

સૂરજ—ફડાકીયા વૈદ્યની સ્ત્રી

એ સિવાય–શંકર, વિષ્ણુ, નારદ સૂર્ય, ચંદ્ર, અસુરો દેવો, ઋષિઓ અને દાસ દાસીઓ; વગેરે વગેરે.



॥ श्री गणेशायनमः ॥

॥ श्रीमद् वाग् सद्गुरवे नमः ॥

# બલિરાજા નાટકનાં ગાયનો.

———

## મંગલાચરણ

સૂત્ર૦—

આનંદ પ્રભાત સમરૂં બ્રહ્મ નામ,
સુખ ધામ શ્યામ પૂર્ણ કામ—આનંદ૦
રવિ કિરણ ઉજાશ, સહુ તિમિર નાશ,
પંકજ પ્રફુલ્લ ગુલાલ લાલ—આનંદ
વન ભ્રમર કેલિ કરી ગુંજે સાર,
વિભુ ચરણ શરણ સ્તવે નરને નાર;
કૃતિ નવિન નાટ્ય રસ અધિક ધાર,
ઝમી ઝરણ દેવ ધરો અમીની ધાર;

ગજ વદન સ્વરૂપ આદિ ૐ કાર,
પદ કમળ નામું શિશ વાર વાર—આનંદ૦

અર્ઘ્યબાળા— ૨

વિશ્વના વિહારી, વારી વારી બલિહારી નાથ,
ત્રિભુવન અકળિત કળા તમારી બલિહારી નાથ,
સુખકર નટવર દુઃખહર દીનના
તન મનના નિજ જનના પ્રભુ પ્રણત પાળ–વિશ્વ.
ભક્ત મણિ બિરદ પાળ સ્વામી,
બહુ નામી, સુખ ધામી કેશવ કૃપાળ–વિશ્વ.

લક્ષ્મી— ૩

રત્નાગરની કન્યકા, લક્ષ્મી નામ રસાળ
લાયક સ્વામી શોધીને, આરોપું વરમાળ;
દેવ મંડળ શ્રીમાન્ મળ્યા, સાગર ત્રટ જાણ,
પ્રગટી પદ્મા રસાળ, ઉરમાં આણી વ્હાલ–દેવ.
સુંદર દેવાંશીદેવ, કરૂં શુદ્ધ મનથી સેવ,
અતિ આનંદ સુખ સાજ, સોંપું વરમાળ આજ–દેવ.

મોહની— ૪

છોટીસી મોહીનીયાં કો, જોબન ગુમાન હય,
ભાઇ હુવ બસંત મેરા, મદન મેહમાન હય–છોટી૦
ફુલનકી સારી બની, ફુલની ફુલનકે સાજ,

જોબન ગુલાબી ગુલાબી, મસ્ત હુંટ મહારાજ—છોટી૦
છોટી છતીયનકી છટા, છોટા બાલમ છેલ,
છોટી નાજુક નાજની, છોટી ફુલનકી સેર—છોટી૦
આશુક માશુક મીલ રહે, ખીલ રહે રજનીચંદ;
છાયો જોબન બાગમેં, મદન ગુલાબી રંગ—છોટી૦

ગંભુલાલ—                    ૫

સંસારે સાચું દામનું નામ, માત્ર એક દામ દામને દામ.
વાહ ભાઈ દામ, વાહ ભાઈ દામ—સંસારે.
દામવંત તે સહુથી ડાહ્યો હોય સહેને હુકમ;
દામવંતના દ્વારે જઈ સહુ, સો સો ભરે સલામ-વાહ.
પંડિત કાજી પ્રવીણ પુરાણી, રાજા રંક તમામ;
વેદ વકીલને વેશ્યા સર્વે, દામની પાસે ગુલામ—વાહ.

લાડવઈ—                    ૬

ક્યાંયે સરખી સમાણી જોડી ના મળે,
સૂનો લાગે સંસાર, એળે જાએ અવતાર—ક્યાંયે.
ખીલી જોબન ફુલવાડી, પહેરી પચરંગી સાડી
ભ્રંકુટી કમાન વાળી, મારી આંખડી અણિયાળી;
જોબનબહાર જાયરે—ક્યાંયે.
ચંપા કળી સુંદર સરસ, ભમરો સુગંધી ના લહે,
કંટક છતાં ગુલાબ કળિપર, ભમરજી રાજી રહે.

કસ્તુરી કાળા રંગની, ઉત્તમ સુગંધી છે ભરી.
હું છું રૂપાળી પદસણી તે મૂર્ખને પાલે પડી—સુ

લાડવાઈ— ૭

છોને કહેતા છટેલી રંગીલા મને—છોને
હું તો જોબનમાં ઘેલી બનેલી—રંગીલા મને૰
સાટીનની સાડીઓ કસબી ભરેલી કોર
સમજે નહિં કોઈએ દીઠેલી
પોલકાંને ચોળીઓનો પાર નહિં મારે
લટકેથી લુંટી લાવેલી—રંગીલા મને૰
નવસેરા હાર સાચા મોતીના સુંદર
બંગડીઓ માણેક મઢેલી
લુંમણાંને ઝુમણાં લાડવાઈ પહેરતી
વિદ્યા હું પાકી ભણેલી—રંગીલા મને૰
મુંબઈનો હલવો સુરતની બરફી
તાજી તાજી ખાઉં પહેલી—રંગીલા મને૰

રત્નમાળા— ૮

બાળાલતા રૂખી જો, શી આ મંદમંદ ડોલે
નિર્લજ વાયુ તેની, ચુંબા આનંદ જો લે,
પવન સ્પર્શી ચુંબિત આ લતિકા;

દીસતી નિજ ગાત્રથી કંપિત હા,
કરતી કળી સ્મિતથી ભાવ છતાં
મુખપટ ઘુંઘટ ખોલે—બાળાલતા.
દાડીમ ફળ જો પક્વ આ, ફુટી રક્ત શાં દેખાય છે;
સખી-જાણું તરૂણી રતનપરે, સ્મર તીર ચિન્હ જણાય છે;
રત્ન-આ કેતકી કરવત સમી, વિરહી હૃદય જોતાં ચીરે;
સખી-ચંપા કળી દીપજ્યોતિસમ, વિયોગી જન જઇ જોઈ પરજળે
રત્ન-અલી જો અલી કલીથી, રતિ મંત્ર ગુપ્ત બોલે—બાળાલતા.

સખીઓ— ૯

મારી સજની તું ક્યાં રમી આવી રજની સાચુ બોલ બોલબોલ
રત્નમાળા—શાણી સહીયર, તું શીદને આળ ચડાવે કેડો છોડ છોડ છોડ
સખી-હમણાં વેણી ગુંથી હતી, હમણાં કેમ વીખરાણી ?
પરસેવો તને ક્યાં વળ્યો, તારી ભમ્મર ક્યાં ભીંજાણી—સાચું
રત્નમાળા—કાળો ભમરો શિર પર બેઠો, ઉડાડતાં ગભરાણી,
સાપોટે લટ છુટી ગઇ મારી ભમ્મર ત્યાં ભીંજાણી—કેડો
સખી—અધર ઉપર જો ડંખ ક્યાંથી વળી, અંગ ઉઝરડા લાગ્યા !
એવો રસિયો કોણ મળીયો, તને કામ બાણ ક્યાં વાગ્યા—સાચું.
રત્નમાળા—પોપટડો પિંજરથી કાઢી, રમાડતી અતી રંગે,
ચતુરે મુજને ચાંચ મારી છે, સખીઓ મારે અંગે—કેડો.
સખી—કસ્તુરી તારા અંગે મ્હેકે, કુસુમ કળીનાં હારો.
નંદન રંભા જ નાચી નવેલી, ન્યળીયો કામણગારો—સાચું

રત્નમાળા—ચંદ્ર સરોવર ન્હાવા ગઈતી ત્યાં મળ્યો એક માળી,
છાબ ભરીને ગજરા આપ્યા. હું તો ત્યમથી આવી.—કેડો.

રત્નમાળા— ૧૦

લેશો સેવા સ્વામીજી આ સ્વીકારી.

જયંત..................હર્ષ ધારી.

રત્નમાળા—નમન મસ્તક મણિતેજ તેજ ધારી ચર્ણ લઉં પખાળી-લેશો

મધુર વચન મધુધારા, પ્યાલા હ્યો મધુપર્ક ધારી;

અર્પું દભાસન પ્રાણાત્મા બીછાવી,

કરૂં કરપુટ અંજલીથી સેવા ભાવી, હર્ષધારી

શુક્રાચાર્ય— ૧૧

નિજ ક્ષાત્ર ધર્મ ઉર ધારી,

સુભટ કટક શસ્ત્ર સજીને,

રણાંગણ યુદ્ધ વિચારી-નિજ.

છેદી ભેદી શત્રુ ભૂમિતળમાં,

વિજય કીર્તિ વર ધારી—નિજ.

અખંડપ્રચંડબળ ખંડન કરીએ,

અસુર અરિગણ મારી નિજ.

નારદ— ૧૨

કાયર તે નર સમજો જે કરમે કરમ મૂકી ફરતાં,

નશીબ માની બેસી રહેનાર, ઠીક રડવડતા—કાયર૦

ઉદધી અંદર ઉતરતા તે, મોતી પામી નિકળતા,

તીરે રહી જોનાર તમાસો, નહિ મોટી મેળવતા,
નાનું બાળક ભણતાં પંડિત, પાણુ ઘસે છે દોરી;
ભાગ્ય કસોટી ઉદ્યમ કરીને, તજી નિરાશા ઝોળી—કાયરં

રત્નમાળા— ૧૩

કુમ કુમને પગલે રંગ ભુવનમાં,
રસિક કુંવર તમે આવો.

જયંત—ગજગમની પદમણી રતિરમણી;
પ્રિયા અનંગ રંગમાં મ્હાલો.

રત્નમાળા—મણિ મુક્તાનોહાર રસીલા,
તમ કંઠે સોવરાવું;
અંગ ઉમંગ જોબન બાજઠપર,
પાતળિયા પધરાવું—કુમ કુમ.

જયંત—ગોર ગુલાબી ગાલપર, સુંદર બિંદુશ્યામ;
માનો ચંદ્ર બીછાવીને, બેઠા શાલિગ્રામ.

રત્નમાળા—.... .... .... .... .... કુમ કુમને.
બાળા જોબન મંદિરે, મદન રાજનો મહેલ;
અણમૂલ મોતી માનુની, સમજો થાણા છેલ-કુમ કુમને

રત્નમાળા— ૧૪

ગણો જી રાજ ! તમથી હારી,
જયંત—શરમાઓ ન પ્યારી;

પુષ્પ વેણી લઉં સમારી,

રત્નમાળા—ઠગાઈ તમારી.—જાઓ.

જયંત—રાગમાં ધ્રમ બિંદુ ચંદ્રક ભાલ પરજો ધારી,

અંકિત કપોલ ચંદન હંસ મુક્તા ધારી;

ચુમતા મન કરતા ભરમાયા જોઈ વારી,

રત્નમાળા—લાજ શું વિસારી,—જાઓ જી

૬૫

જયંતી--

વશ કીધો તેં વીર મારો જે યુવતીજનને મદુ સારો-વશ.

રત્નમાળા—

નથી વાંક જરા કાંઈ મારો નણંદલ તમ વીર ઠગારો

રંગ ભૂવનમાં બેઠી હતી ત્યાં આવી અડપલું કરી ગયા,

ચુંબન કરી ભરી અંક મીલાવી, મોહન મનડું હરી ગયા—નથી.

જયંતી—

વસંત જોબન ફુલવાડીમાં ભુલ્યો પડી ગયો ભમરો

લાલચ આપી તે લલચાવે,-મંજુ ડાહ્યો ડમરો—વશ.

રત્નમાળા—

શરમાળે મને સાન કરીને કંચુકીની કસ છોડી

હૃદય ધરાપર થન થન નાચ્યા, લાજ શરમ સહુ તોડી—નથી.

જયંતી—

વદનચંદ્ર છબી રતી લજાવે ભ્રગુટી કામણગારી
બંધુ મારો સરલ હૃદયનો, કળા અજબ છે તારી. વદ.

લાડવાઈ— ૧૬

હું ચાલું લટકતી ચાલે, છેલા કુલ છડીએ આલે;
ખાવું ખીસ્સામાં ઘાલે, પૈસા વાપરવા આલે,
રંગીલી ખીલતી જુવાની.........................

ત્ર્યંબક—( સ્વગત ) નક્કી નવી નામી જવાની;

લાડવાઈ—ગોરી મદન મદન સદનમાં મ્હાલે,

ત્ર્યંબક—( સ્વગત ) મન મોહ્યું ગુલાબી ગાલે—હું ચાલું.

૧૭

ફરસુરામ-ગોળ ખાઓ લ્યો ત્ર્યંબક તડાકીયા,

ત્ર્યંબક—લાવો લાવો ફરશુરામ ફડાકીયા

ગોર—બંને જુઠ્ઠાને લુચ્ચા હડાકીયા-ગોળ ખાઓ.

ફરશુરામ-કન્યામાં કંઈએ કેણુ નથી, તમે હૈયામાં કિંમત ધારજો,

ત્ર્યંબક—વર છે રૂપાળો વિદ્વાન વરણાગીયો;
કામદેવ કેરો અવતારજો-ગોળ ખાઓ૦

ગોર—જોશીને વેદ ભણ્યા વેવાઈ હોંસીલા,
મઢીઆં લગન નિરધારજો;
વહેલા પધારજો મગલ મંડપમાં,
આનંદ આવશે અપારજો-ગોળ ખાઓ૦

વારાંગના ૧૮

સાંવરી સુરતપે મરે વારી બલમા.
વારી બલમા બલીહારી બલમા—સાંવ.
નયનોકી તીરછી મારી કટારી,
લગી કલેજે આરપાર;
ઈશ્કકા મેંને જખમ લગાહે,
આકે મીટાદે બેકરારી બલમા—સાંવ.

નારદ— ૧૯

સફળ છે સંતની સાચી કમાઈ (૨)
સંતની સંગત ભવ જળ તારણ,
વેદ પુરાણે ગાઈ.... ... .... ...સફળ છે૦
ધ્રુવ પ્રહ્લાદને અંબરીષ રાજા,
ભક્તિ ધ્વજા ફરકાઇ .... .... ....સફળ છે૦

રત્નમાળા— ૨૦

સુખદ નંદન વન વિહાર ઉપવન,
શુદ્ધ સુર સરિતા જળ સુર સિંચન કીકન,
નજરા નજરાય યમડર દુઃખ વિપત્તિ,
સુવાની જીંદગાની રહે સ્વર્ગે સદા બની.—સુખદ૦

લક્ષ્મી— ૨૧

બીજલી ચમકે બાદલમાં, ચંદા છુપે નભમંડલ,
બરસાકી બાદ ઝડીયાં તરસાવેમેં મનમોહન—બીજલી

બંસરી અધરપર રાજે, બજાવે શ્યામળો સુંદર,
હાથમેં ફુલ છડી છાજે, કાને મકરાકૃત કુંડળ—બીજલી!
તિલક કેસરી ભાલે, માલા વેજંતી મોહન
સાંવરી સુરતપેં વારી, રંગીલા લાલ લોચન—બીજલી.

સખીઓ:—                    ૨૨

લાડકડી તારા લાડકોડ સૌ પુરા કરશે કંથ,
સખી તું શીખજે પ્રેમનો પંથ ગ્રંથ (૨)—લાડકડી.
પ્રિયતમ જ્યારે મંદિર પધારે સામી લેવા જાજે.
સ્નેહ પુષ્પથી શ્યામ વધાવી પતિ ગુણુ ગીતા ગાજે
ચરણુ પખાળી પ્રાણુનાથનાં વિજગુણે વાયુ વાજેરે-લાડકડી

લક્ષ્મી—હું છુ નાની નાર નવેલી, પ્રથમ શરમ બહુ આવે
છબીલો કહિ છણુકાઈ જાયને, સુજને નહિ બોલાવે
ચાલાકી બતલાવો એવી કે, રસીયો મને રીઝાવેરે—લાડ૦

વિષ્ણુ—                    ૨૩

આનંદ થાયે અંતરમાં સુજને
આજ છબી જોઈ—આનંદ.
સાગર તનયા શુચી રત્ન સમાન
સુશૃંગારનો જે સાર સુખકાર
અમીધાર પારાવાર—આનંદ.

લક્ષ્મી—                    ૨૪

જાઓ જાઓ ના સતાવો, ઠગારા છબીલા છેલ
ચાલ્યા રહો અલબેલા અડ઼ોમાં—જાઓ૦

અંક ભર્યાના સમખાઓ તો સાચી વાત સમજાવું
મન મોહન કાળા છો અડતાં હું કાળી થાઉં—આધા૦
વિષ્ણુ-તું મુજને અડતાં શ્યામ બેન હું કેમ ન થાઉં ગોરો
ફરી મળતાં રંગ અદલા બદલી તુજતોરો મુજમોરો—આ૦

વિષ્ણુ— ૨૫

ભક્તને આધિન હું ભગવાન
કથે છે વેદ વચન ગુણગાન—ભક્ત૦
ભક્ત છે મારા નેત્રના તારા
ભક્ત છે મારા અમીના ધારા
મમ વચન સત્ય પ્રમાણ—ભક્ત૦
પ્રહર અષ્ટ કરૂં રક્ષા તમારી
આશ પુરી કરૂં દીલમાં ધારી
નિર્ભય વસો સુખ ધામ—ભક્ત૦

લાડવઇ— ૨૬

આનંદ મંગલ ગાઓ પરણાવી લેશું લ્હાવો
મારી વેવાણ રસીલી જોડી શોભશે
સુરજ-નિરખી કન્યા જોશો મુખ જોઇને તાકી રહેશો
લાડવઇ-મારી વ્હેવાણ—
વીજણાશંકર-વાહ ઠીક મળ્યું આ ટાણું
એક હલું બીજું કાણું
મળી વેવાઇને વેવાણું
ફેરા ફેરવોને ઝટ

લાડવાઈ—મારી વેવાણુ

ત્રંબક—ફડાકીયા તમે જોશો, હોળીને દહાડે રોશો

જાન જોડીને હું આવું દુનીયામાં ડંકો વાગશે

લાડવાઈ—મારી વેવાણુ

ફરશુરામ—તડાકીયા કહું તમને અતિ ઉમેદ મનમાં અમને

વાજા વગડાવું જોજો ફરશુરામનો ફડાકો

લાડવાઈ—મારી વેવાણુ—

જયંત— ૨૭

મનની બધી મનમાં રહી, આ જીંદગી એળે ગઈ.
કેદી થઈ અલી કમળમાં;
થતો મુક્ત ઉદયે ભાનુના.
મુજ ભાગ્ય વિધ પલટયો;
કોને કહું જઈ આ બીના. મનની૦

બીજો અંક સમાપ્ત.



## ત્રીજો અંક.

સર્વ દેવો— ૨૮

જય જય શચી પતિ મહારાજ,
ત્રિભુવન મંડળના શિરતાજ.
બળ પ્રતાપ અમાપ જામો,
કીર્તિયશ અપાર પામો—જય.
અમેં નામી સહુ કીર્તિમાન,
આશિષ અર્પે વિજયવાન—જય.

સુરાંગના— ૨૯

સોતન ઘર ન જારે મોરે સૈયાં,
બેરન ઘર ન જારે—મોરે૦
સોતનકે સંગ પ્રીત લગાઈ,
રતિયા ગવાંઇરે—મોરે૦
સોતન મુજે બડી દુખદાઈ
જીયા જલાવેરે—મોરે૦

શ્રવન— ૩૦

અમૃતથી પણ અતિ મીઠી લાગે માત પીતાની સેવા,
જનની જનકના પદ પૂજન જે મધુરા મધુરા મેવા—અ૦
સ્નાન ધ્યાન સંધ્યા તરપણ કરી અગ્ની હોમ સુધારે
પ્રેમે ન પુજે માત પીતા પદ (૨) વૃથા વખતતે ગાળે (૨) અ

માતા દેવી પાર્વતી, પીતા શીવ મહાદેવ
સપુત પુત્ર સંસારમાં, કરે પીતૃ પદ સેવા—મા૦

ત્ર્યંબક— ૩૧

કરી છેતરપિંડી કન્યા લુચ્ચી પરણાવી
જાઉં, ફરિયાદ કરૂં છું દરબારમાં;
ફરશુરામ—ચંદરીયો, ચંકરીયો વર છે કાણો,
તલતારૂં તપાસ પળવારમાં.
ત્ર્યંબક—કેતોતો કન્યા છે. ચંપાની પાંખડી;
ફરશુરામ—કામદેવ જેવાની ફુટેલી આંખડી;
ત્ર્યંબક—લુચ્ચાના પીર તને, જાણ્યો ફડાકિયા,
ફરશુરામ—ઠગ છે પાટણનો તું ત્ર્યંબક તડાકીયા;
ત્ર્યંબક—ચુપ, ચુપ, ચુપ.
ફરશુરામ, જા, જા, જા,
ગોર—અહીં નથી ધરાળ કે ઉલાળમાં—કરી.

રત્નમાળા— ૩૨

રજની અપાર દુઃખની સ્વામી ગઈ વીતી.
ઉષા આનંદની આ જુઓ કેવી શોભતી;
તરૂ, વૃક્ષ, પત્ર, પુષ્પ, આ ખીલે, હસે, ઝુલે,
પશુ મધુર પક્ષી ગાનથી ડાળી ડાળી ઘુમે
જયંત—ઘટ માળ બાગની એ રીત ભરાઈ પળ પછી,
થઈ ખાલી ફરી ફરી ભરાઇ, વળી ઢળી જતી—રજની

રત્નમાળા— ૩૩

હું ચતુરા ચિતના ચિંતામણિ, માનુનીના મંગળ સ્રંગાર;
આપ પ્રિતમ વર કલ્પતરૂ, તો હું છાયા રૂપ સદા થનાર

જયંત—તું છે ભૂતળની વિશુદ્ધ ચંદા, મુજ મન સાગર ઉછાળનાર
મુજ દરિદ્રની તું લક્ષ્મી, મુજ હૃદય કમળમાં બિરાજનાર;

રત્ન—આપ વસંતના વાયુ સુગંધિત, તો હું સુગંધી સહુવસનાર.
ભલે મળ્યા મુજ ભાગ્ય યોગથી, મનવાંચ્છિત ફળના દાતાર

## વૈરાટ સ્વરૂપ દર્શન.

નારદ— ૩૪

ધન્ય છે રાજા બલિ, કીર્તિ કમાયો ભવરણે,
લીધો બટુક અવતાર વામન, વિષ્ણુએ તુજ કારણે
સંસાર સઘળો જાય છે જે વિશ્વ પતિને બારણે,
છડીદાર થઇ બેઠા પ્રભુ, બલવાન બલિને બારણે,

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

☞ મોરબી નાટક કંપનીનાં ☜

# સચિત્ર મોટાં પુસ્તકો.

દરેક કોમની સ્ત્રીઓને સદ્બોધ ગ્રહણ કરવા યોગ્ય, પાતિવ્રત્ય પ્રભાવદર્શક અત્યુત્તમ પુસ્તકો.

સુકન્યા-સાવિત્રી નાટક—( રંગબેરંગી બાવીસ સુંદર ચિત્રો સહિત ) મૂલ્ય .... .... રૂ. ૧-૮-૦

મહાસતી અનસૂયા નાટક—( નામદાર ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ ઇનામ તથા લાઇબ્રેરી માટે મંજુર કરેલું સુંદર ચિત્રોસહિત ) મૂલ્ય .... રૂ. ૧-૪-૦

ભર્તૃહરી નાટક—( સચિત્ર ) મૂલ્ય .... રૂ. ૧-૮-૦

ચાંપરાજ, ત્રિવિક્રમ, ત્રિયારાજ, જગદેવ પરમાર, રાણક દેવી, ચંદ્રહાસ, રાણા રાજસિંહ એ પ્રત્યકનું મૂલ્ય રૂ. ૧)

મૂળજીભાઇ આશારામ ઓઝા.

મી૦ અમૃતલાલ
ખોખાણીની અંગત
દેખરેખ નીચે
ચાલતું ખાતું.

ઝવેરાતની
નવી દુકાન.
ચોખ્ખો માલ,
વાજબી દામ.

મનપસંદ અને
શોભીત સોના, ચાંદી
અને હીરા મોતીના
ફેશનેબલ દાગીના
સ્ટોકમાં ત્યાર
રહે છે.

# ચંદુલાલ એલ. ખોખાણી એન્ડ કું૦

# ઝવેરીઓ.

માલ પાછો આપતી
વખતે મજુરી કાપી
વકતરભાવથી નાણાં
પુરાં આપવાની
ગેરંટી આપીશું.

ઠેકાણું:—
લક્ષ્મીદાસ ખીમજી
મારકીટ સામે.
ટેલી૦ નં૦ ૬૯૬.
ટેલી એડરેસ—
"Hemvanti."

ખાત્રી કરવા એક
વખત પધારવાની
ખાસ વિનંતી કરવા
માં આવે છે.
આવ્યા પછી બીજે
જવું ગમશે નહિ.

# જાહેર ખબર.

નીચેનાં પુસ્તકો મોરબી નાટક કંપનીનો જ્યાં મુકામ હોય ત્યાંથી, તથા મુંબઈમાં બુકસેલર એન. એમ. ત્રિપાઠીની કુંપની ઠે. કાલબાદેવી રોડ અને અમદાવાદમાં મહાદેવ રામચંદ્ર જાગુસ્ટેની દુકાનેથી રોકડી કીંમત મોકલી અગર વેલ્યુપેબલ પારસલથી મંગાવી લેવાં.

| | |
|---|---|
| સુકન્યા—સાવિત્રી નાટક મોટું. (સચિત્ર) | ૧—૮—૦ |
| તેનાં ગાયન | ૦—૪—૦ |
| ભર્તૃહરીનાટકમોટું(સચિત્ર) | ૧—૦—૦ |
| તેનાં ગાયન | ૦—૪—૦ |
| સતી અનસૂયા નાટક મોટું (સચિત્ર) | ૧—૮—૦ |
| તેનાં ગાયન | ૦—૪—૦ |
| ચાંપરાજ નાટક મોટું | ૧—૦—૦ |
| તેનાં ગાયન | ૦—૪—૦ |
| રાજસિંહ નાટક મોટું | ૧—૦—૦ |
| તેનાં ગાયન | ૦—૪—૦ |
| રાણકદેવી નાટક મોટું | ૧—૦—૦ |
| સદર ગાયન | ૦—૪—૦ |
| ત્રિયારાજ નાટક મોટું | ૧—૦—૦ |
| તેનાં ગાયન | ૦—૪—૦ |
| ત્રિવિક્રમ નાટક મોટું | ૧—૦—૦ |
| તેનાં ગાયન | ૦—૪—૦ |
| જગદેવપરમાર નાટકમોટું | ૧—૦—૦ |
| તેનાં ગાયન | ૦—૪—૦ |
| ચંદ્રહાસ નાટક મોટું | ૧—૦—૦ |
| તેનાં ગાયન | ૦—૪—૦ |
| કંસવધ નાટકનાં ગાયન | ૦—૪—૦ |
| વીરબાળાનાટકનાં ગાયન | ૦—૪—૦ |
| દેવયાની નાટકનાં ગાયન | ૦—૪—૦ |
| રાજ રંગનાટકનાં ગાયન | ૦—૪—૦ |
| વિમુખવિજયનાં ગાયન | ૦—૪—૦ |
| સરસ્વતી નાટકનાં ગાયન | ૦—૪—૦ |
| શુકદેવ નાટકનાં ગાયન | ૦—૪—૦ |
| મદાલસા નાટનાં ગાયન | ૦—૪—૦ |
| અંબરીષ નાટકનાં ગાયન | ૦—૪—૦ |
| ભાવિપ્રાબલ્યનાટકનાં ગા૦ | ૦—૪—૦ |
| શૃંગીઋષિ નાટકનાં ગા૦ | ૦—૪—૦ |
| પુનર્જન્મ નાટકનાં ગા૦ | ૦—૪—૦ |
| બલિરાજા નાટકનાં ગા૦ | ૦—૪—૦ |

**પ્રેમીલાલ મૂલજી આશારામ ઓઝા.**